॥ तत्सत् परमात्मने नम ॥

શ્રીગુજરાત ન્યુતન નાટક સમાજ

# ઘમંડી કલહ યાને

# નિર્મળગંગા

## નાટકના ગાયનો.

રચી પ્રસિધ્ધ કરનાર,

મોહનલાલ ગોકળદાસ યુવાન.

હાલ મુ. ગોવીંદ ભુવન થીએટર–ભરૂચ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૫] કીમત ૦–૨–૦ [સને ૧૯૧૯







સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં
મગનલાલ વનમાળીદાસે છાપ્યું.

## ખેલના પાત્રોના નામ.

ધમંડીકલહ ... ... ... ...સબલપુરીનો રાજા.
ઉદયકાલ ... ... ... ...ધમંડીકલહનો સેનાપતિ
સહનશીલ ... ... ... ...કર્મણીક ભુમીનો રાઠોડ નિર્મલ-ગંગાનો પીતા.
સબલ-વિમલ... ... ... ...સહનશીલના કુમારો.
રા. ભીમક ... ... ... ...કર્ણાવતી નગરીનો રાજા.
રદયચંદ્ર ... ... ... ...નાંટયનાયક રાજા ભીમકનો પુત્ર નિર્મલગંગાનાં પતિ.
વિનયચંદ્ર ... ... ... ...ધમંડીકલહનો ઓરમાન ભાઇ
જયંત ... ... ... ...ધમંડીકલહનો પુત્ર
બાકુરજીટે ... ... ... ...બેરીસ્ટર.
દાદીબા દગડુ ... ... ... ...એલ. આર. સી. પી. ડૉકટર.
બ્યુગલ ... ... ... ...વીધવા તારાનેઃ છોકરો.
રામો ... ... ... ...ડૉકટરનો નોકર.

## સ્ત્રી વર્ગ.

નિર્મળગંગા ... ... ... ...શહનશીલની પુત્રી રદયચંદ્રની પત્નિ.
રસિકપ્રભા ... ... ... ...ધમંડીકલહની ધર્મપત્ની.
શુસીલા ... ... ... ...સબલપુરીના મહુંમ રાજા નીતિ ગુણુની પુત્રી.
રાણી ... ... ... ...રાજા ભીમકની સ્ત્રી
તારા ... ... ... ...વીધવાઓને વિજય અપાવનાર વનીતા.
પડઘમ ... ... ... ...ડૉકટર દાદીબા દગડુની દીકરી બ્યુગુલની સ્ત્રી.

બાદ દરબારી, બારોટ, સીપાઇ, દાસીઓ, સખીઓ વિગેરે વિગેરે.

# ઘમંડી કલહ યાને નિર્મળગંગા.

## નાટકના ગાયનો.



બાળાઓ— ૧

સરજનહાર તું.... .... .... ....
નીરંજન નીરાકાર તું.......હા.......સરજન૦
યાચકને યશ દે....સંકટ સહુ હરજે.
આશા સફલ કરજે....હા.......સરજન૦
સકલ સંસારના સ્વામી ગુણ નિધાન છો....પ્યારા.
રહીને જળ સ્થળે જામી શક્તિમાન છો....પ્યારા.
હજાર....નામથી વ્યક્તિ ધરી પુજે દુનિયા
વીવીધ રંગો તણા ઉપાસવાન છો.......પ્યારા.
દીન બાલ તારજો દોષ સહુ નિવારજો
અર્જ અમારી ઉર ધારી કર કરૂણા હે કીરતાર—સરજન૦

નિમળ ગંગા— ૨

મુકી તરસતી તારૂણી પીયુ આપ ના અલગા થશો.
જલ વિયોગી માછલીના પ્રાણ ના લેતા જશો,
છે પ્રીય મુખ દર્શન વીણ જગતમાં અવર નહી પ્યારૂં—જગ.
પ્રેમ પીંજરે પંખીણીને પ્રીય વીણ અમૃત અકારૂં—જગ.
સ્નેહની સાંકળ પહેરી કરમાં ક્ષણ નવ નાથ વીસારૂં—જગ.

રહયચંદ્ર-નિર્મળગંગા— ૩

ના ડુભાવો ડુભાવો.... .... ....

.... .... ....ડુભાવો ના પ્રીયા.

રસીક રાતડી રોકાવ.... .... ....

............ ........હઠ સાને કરો.

હાય અરરર જીવ જાય વિરહ લેશ ના ખમાય

માન માન.... .... .... ....

.... .... .... ....ના સહેવાય—ના ડુભાવો.

નિર્મળગંગા-સખીઓ— ૪

વાહ નખરાળી કલી રસાલી ગૌરવદન પર

ભોગી ભ્રમર તુજ યૌવન લુંટવા આવશે.

ઓ મદઘેલી યૌવન વેલી રાજ રસીક વર

પરમલ સુખકર ચીતડું તુજ લોભાવશે.

જાઓ મને ના સતાવો બળતું જીગર ના ડુભાવો (૨)

વાહ ? વાહ ?

શાન્ત રહય કર બાળ ધીરજધર રસીઓ પ્રીયકર

રજની રસભર રંગે તુજને રમાડશે— વાહ૦

તારા— ૫

ઑલહમ્બક આ જીંદગાની દુઃખી વીધવાતણી કહાણી,

મનુષ્યો મોજ લે માણી ડાઇડ થાતાં બીજી આણી,

ફેશનને પુલપાવરમાં સદ્દી વીશમી ન વરતાણી.

થઇ લેકચારાર પાર્ટીમાં કલેપ્સોથી ન વખણાણી
કુધારો કયાં સુધી રહેશે વીડો માય સીસ્ટરો રહેશે.
વેરી વેડ લાઇફ આજાશે (૨)
ઓલ સીસ્ટમ નોટ વૅલ રેડી પ્લીઝ ઑલ ફીમેલ
હીપ હીપ હુરા (૩)

બેરીસ્ટર તારા— ૬

કાંઇ કીઢો બેરીસ્ટર વીધવાનો કાયદો
કાયદાથી ફાયદો ઇલાયદો
રાંડીરાંડો મોજ કરશે ગાડીઘોડે નીત્ય ફરશે
એમ
ઓલરાઇટ
જો મળે સુધારાને ફેશનનો સાયંતો
વીધવા વિજય વન કે વાયદો કાંઇ

ડૉકટરબેરીસ્ટરતારારામો૭

જુલમ જુલમ જમાનામા થાય છે
ધોલે દીએ અંધારૂ મનાય છે
કાયદાનું કંડીસન કહેવાય છે
જેન્ટલમેનોની ઇજ્જત લુંટાય છે
બન્યો પુરો પાખંડી તું પુરો બન્યો
બીકવાઇટ સુ ઠેમ મેઠ સુને ગણ્યો
ઓયશ ઓયશ ઓયશ

કાનુનો સંભલાવવામાં છે કેવાં રૂડાં નામ
એવું કયા કાયદામાં છે કરવું આવું કામ
ગપ રહ્યા ચલાવાર થાય છે
બીન દર્દી દીવાનો ગણાય છે.

પડઘમ— ૮

આવ્યું જોબન ભરપુર રંગ જામ્યો ચકચુર
ચાલી જુવાની મદેભરી
મોહન મલવા આતુર .... ....ચાલી
બની દીવાની દીલ હાથ નવ રહેતું
દુઃખ કોને જઇ કહું
અલબેલા આવજો રામા રીઝાવજો
શું થાઓ કુર .... .... .આવ્યું

બ્યુગલ પડઘમ— ૯

પ્રેમ પાઠ શીખો રસીલા છબીલાજી આવો
પ્રેમ માલારે બાલા શીખાવો—પ્રેમ
પ્રીતિનો પાઠ ભણ્યો ભરથાર
કીધો નર પરવશ તે નાર
ગુણના સાગર પ્યારા ખરેખર છો ભરથાર—શીખો

શુસીલા— ૧૦

દુનિયા દોરંગી દોરંગી દુનિયા દોરંગી
સહ સંજનની નહી સંગી .... ....દુનિયાં

પ્રપંચીઓ પાલખીએ બેસે સાચાને સીર ભારો
સદ્સજ્જનોને કષ્ટ દીએ છે અવનીમાં એ પ્યારો—દુનિયાં૦
મીઠ બોલા મોજ કરતા ભુખે મરે સાચા
કુડાકપટીઓ હોંશે ફરતા એળે ગયો જન્મારો—દુનિયાં૦

ડૉકટર બેરીસ્ટર રામો—૧૧

કરી છેતરપંડી કાયદાથી ઉંધા ઇંડાલ રાખી દાદીબા દેવાળીયા
મન્યો પુરો પાખંડી કરી તેં લુચ્ચાઇ બીલ આપી દે સીધો વેવારીયા
નોનો બાબા તારા જેવા કંઇ ધુવે છે ગટર (૨)
લાંગતો મી તુલા ગપ રહી બેરીસ્ટર (૨)
ઔષધી માંહી ગમળી થયા ડૉકટર
નસ નાડી જાણે નહી ને રાખે છે મીટર
યુ ડેમ વેરી બૅડ ધી સીસમૅડ હીકાય .... કરી છેતર૦

નિર્મળગંગા— ૧૨

અબળાની અરજ ઉરધારીરે
અમ સ્હાય કરોને મોરારી
અમ સ્હાય કરોને મોરારીરે
વારે ચડજો કુંજવીહારી
સત્યનો વિજય કરી કષ્ટ સંહારી
કંઇક સતીઓને ઉગારી .... વારે૦



# અંક બીજો.

રહયચંદ્ર શુશીલા— ૧૩

જગતની જંજાલમાં ફસીને મુગુણી સૌ ફરે.
કા મલે કુકૃત્યના નીતી સાથે નવ મલે
મોહમાં મરડાઇને હું પદ અભીમાની કરે
સ્વાર્થની સંગાથમાં દેખે અગની પણ બલે
સુખ ખુવે છે હાથથી
આફતો શીરે લઇને સુખ ખુવે છે હાથથી
કર્મને ગણીને મીત્ર અકરમી બને છે હાથથી—આફતો.
હર્ષ અંધતા સ્વીકારી ન્યાયને નીતી સંહારી
લોભ લાલચો વધારી સ્નેહમાં ઉથાપથી—આફતો૦

અનુજલ—પરધમ— ૧૪

વાહ પ્રેમ તારી બલીહારી, દેવો પણ ગયા છે હારી;
નહી જોય મોતની બા'રી, તોપણ કહેશે તું પ્યારી—વાહ૦
નાત જાત નહિ જંગલ જોશે કા'ણી કુબડી ભેટે હોંશે;
ઇજત બાપ તણી પણ ખોશે, ભલે ભરાય દુનિયાં દોષે.
ભોય પડીને ભુખે રહેવા તોપણ કરશે તેની સેવા;
ભીખ માંગીને ભાખરી લેવા, તેપણ છે હડકીના મેવા;

એમ.... .... .... .... .... ....
.... .... .... .... .... ...વાહ૦
હો.... .... .... .... .... ....

રામો—　　　　૧૫

માલા મીલી હીડકીયા ફાર ખુશી ઝાલી આનંદ વાહલા જી-જી-
મીઆલા બાયકા કદુ ન કામ સાઠી.
ગેઊનસી પારસલ મી રામા ગાટી
ત્રાસ ઉચલલા લઇ ગેતલા બેવડા હોન વાટી અગ-જીજીજી
બાયકા મીં આનતો ઘરી
માજી ગોષ્ઠી આય કા ખરી　　　　ત્રાસ૦ માલા૦

બ્યુગલ-પડઘમ—　　　　૧૬

અરે વાહવાહ મધુર મનહારા ભાવે ભેટો રસીક રઢીયાલા
અરે વાહરે મધુરી શા બોલ તારા, મને લાગે સુધા સમ પ્યારા
જોયો જોયો તમારો પ્રેમ જાઓજી.
રસઘેલી રસીલી ના રીસાઓજી
અરે જાઓ જાઓ જાઓ
પ્રીય આવો આવો આવો　　　　અરે૦.

રેણુંકા—　　　　૧૭

હીંમત ધારી અબળા ચાલો બહાદુર બાળાઓ બલધારી
બતલાવી દયો દુનિયા ભરમા સ્ત્રી શુરવીરતાની સરદારી
આબરૂ સતી તણી હરી સંભાળશે,
કાપી કષ્ટ સ્નેહે શામલો બચાવશે.
વિજય થશે વિજય થશે શુરી સતી તણો
જઇને જુલ્મી જક્ષરાયને હણો—　　　　હીંમત૦

જ્યુગલ— ૧૮

દીકરા જ્યુગલ બાહદરમાંબી આશક ખેટપટ કરતા;
મરદો મરદો પર મરતા અહા....હા....હા....હા....
ન્યાત કે કજાતનો કો ભેદ ના ગણે
વાગે બીંગલોને ગીત ગામના ભણે
સાત કે હો સાઠ વર્ષ તો ઉંટે ચડે,
કંથ કામીની સહાયે લાકડે લડે. દીકરા૦

શુશીલા— ૧૯

મહોબત બઓપેં આઇ, જાકે સનમશે કહે દો;
મરે ઇશ્કકે સતાઇ, જાકે સનમશે કહે દો;
તેરે લીયે પડી હું, ઝંગો જમીપેં જાની.
કાહે સતાવો પ્યારે, જાકે સનમસે કહે દો;

બેત

કર બદી. તો પાય દૌલત; વોન આખીર વીનહે,
શાહી મેહેલો છોડકર, જેહો ઝમીપેં ગડ ગયે;
મુફલીસીમેં કરતે હય, સબ યાદભી અલ્લાહકું.
જબ મીલા તોફા હુકુમત, તબ ખુદાકુ ભુલ ગયા.
મૈય ઉનપેં મર રહી હું, પરવા નહી વો કરતે,
દીલકો જલાને જાની, જાકે સનમસે કહે દો—મહોબત૦

નિર્મળગંગા— ૨૦

શ્યામ સુંદીર કરો મહેર....વીભુ........અમપર આવી.
વીપત વખતમાં....મુજ સ્વામી........શ્યામ૦
પાપી પીડે વીણુ વાંક, દુઃખ દે અધમ અમાપ.
અરજ સુણી આવો.
ગીરીધર મનહર નટવર સુખીકર એ શામળા—શ્યામ૦

રહયચંદ્ર નિર્મળગંગા—૨૧

જાઓ માત પીતા દુઃખીયારા,
છોડાવીને લઇ આવો–થશે હાણુ.
શશીવદની વચન સત્ય તારા,
છે દીલમાં નહી ગભરાવો–મમપ્રાણ
ધીરજ ધારી–રીપુ સંહારી— જાઓ૦
કાર્ય સીદ્ધ થશે, શોક દુર જશે, ક્રોધ નસનસે
સુખેથી સીધાવો. છોડા૦



# અંક ત્રીજો



બેરીસ્ટર ડૉકટર બ્યુગલ
તારા પડઘમ } ૨૨

ડીયર કર ડેન્સ મલી સાથે નેટીવ રીવાજો દુર કરી
એટીકેટે અપમાન થયું તું પોઝીશનમાં આવ ફરી
બ્યુગુલે ખુબ કીધી પ્યાલી ન કાંઇ પીધી
ઇજ્જત ઊતારી લીધી ખુદાએ મહેર કીધી
ગભરાવ નહી વહાલી તારા બે હાલ કર્યા દીકરા મ્હારા
લવલી જત કરશુ મનમાની ગાડીઘોડે ફરશું
ગ્રાન્ટરોડ લંદન હોટલમાં વીસ્કી બે વડે જમશું

કોણુ બેરીસ્ટર
હા. ડૉકટર હા૦
મરદો મરદોના આશક શું દુનિયા રીવાજો ધુલ કરી-એટી

બેરીસ્ટર, તારા, બ્યુગલ,
ડૉકટર, પડઘમ } ૨૩

હાય ફસા ફંદામાં મેલવવા માશુકનાર
ખાધા જુતા ને વાગ્યા જેન્ટલમેનના બાર

પરણ્યા પ્રીતમની વાસે કરવા ગઇ હું તો પ્યાર
દીકરાએ દાણા દીધા તોડાવ્યો આં વેવાર
બાપાએ માન વધાર્યું ડૉકટર થઇને
ઇજ્જત ગુમાવી હાથે જાણીને બેરીસ્ટર
આ દુનિયામાં મોંઢુ કાળું લઇને ફર
તું ઢાંકણીમાં પાણી લઇને ડુબી મર—     હાય

## નિમલગંગા—     ૨૪

શીયલ કરતાં શ્રેષ્ટ સતીને જગમાં નહી કાંઇ
પ્યારૂ બેની જગમાં
સજની ચીત શાન્ત કરી સુણજો આ શીખ
સત્ય શણગાર સતિ પતિ સેવના
સમજો મન સર્વથી આભુષણ અધીક—સજની૦
અંતર અંધારૂ દુર કરી દીપક પ્રગટાવો
રસ પીઓ પીવરાવો લ્યો લ્હાવો
નેક ટેક ને વીવેક કુલની મરીયાદ એ
સાચો શણગાર—     સજની૦

રહયચંદ્ર-નિમળગંગા—૨૫

શાણી શરમાવો શાને......................
............જાઓ રસીલા છેડો નહી તલભાર.
જાઓ શાણી સલુણા સતાવો નહી...........
........આવો વહાલી રસીલી દુભાઓ નહી.
મુકી વીરહે રસીલા સતાવો નહી...........
......................ચાલ મારી સંગે પ્યારી
શામળા હું જાઉં વારી.....................શાણી.



# જાહેર ખબર.

નીચે જણાવેલા નાટકોના ઓપેરા શ્રી ગુજરાત ન્યુતન નાટક સમાજનો જ્યાં મુકામ હશે ત્યાંથી અગર લેખક મોહનલાલ ગોકલદાસ ચુવાન પાસેની રોકડી કીંમતે મળી શકશે.

| | |
|---|---|
| ખુની યજમાન | ૦—૨—૦ |
| નિર્દયનીરો | ૦—૨—૦ |
| કાલો નાગ | ૦—૨—૦ |
| ઘમંડી કલહ યાને નિર્મળગંગા | ૦—૨—૦ |

(હવે પછી બહાર પડનાર ખેલો)

ધર્મી ગુન્હેગાર, કારાયલ સમો, અનંગશત્રુ અને લોખંડની બેડી યાને અદાયે ફર્જ (ઊર્દુ જબાનમાં બહાર પડશે.

